આર્યસમાજીઓના 'શુક્લતીર્થ'-

# ગુરૂકુલ-મહાવિદ્યાલય

ના

# મેલાવડા

માં

તા. ૨૯-૩-૨૯ શુક્રવારને રોજ

સુપ્રસિદ્ધ જૈન વિદ્વાન્ અને વ્યાખ્યાતા,

ન્યાયવિશારદ-ન્યાયતીર્થ શ્રીમદ્

## ન્યાયવિજયજી મહારાજે

આપેલું

# ભાષણ.

પ્રકાશક:—

શ્રીજૈનયુવકસંઘ.

ઘડીઆળીપોળ–વડોદરા.



તૃતીય સંસ્કરણ.

: મુદ્રક :
સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે
છાપ્યું. પાનકોરનાકા–અમદાવાદ

# માનવ-ધર્મ

સંસારમાં એવો કયો પ્રાણી છે જે સુખની ઇચ્છા ન ધરાવતો હોય ! મનુષ્ય-માત્રનો હરેકે હરેક પ્રયત્ન સુખ મેળવવા સારૂ છે. કોઇ પણ દુઃખને ચાહતું નથી. આમ છતાં સંસારની સપાટી પર નજર કરતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે જગતમાં સુખી જીવોના કરતાં દુઃખી જીવોનું ક્ષેત્ર મ્હોટું-ઘણું મ્હોટું છે. અનેકા-

નેક ઉદ્યમ કરવા છતાં આપણે પોતાના જીવનને સુખી નથી બનાવી શકતા એનું કારણ શું ? કારણ સ્પષ્ટ છે. સુખનો ખરો માર્ગ આપણે પીછાણ્યો નથી; અગર આપણે તેનો અમલ કરતા નથી. સુરતથી મુંબઈ જવું હોય, પણ દિશાની ખબર ન હોય અને ઉત્તર દિશા ભણી ગાડી હંકારીએ તો શું આપણે કદી મુંબઈ પહોંચી શકીશું ? ના. કેમ ? રસ્તો ઉલટો પકડ્યો છે, દિશા અવળી લીધી છે.

સુખનો યા દુઃખ-મોક્ષનો ખરો માર્ગ બતાવતાં સન્ત પુરૂષોએ કહ્યું છે કે:

Right belief, right knowledge and right conduct-this is the path of final emancipation.

સાચી શ્રદ્ધા, સાચું જ્ઞાન અને સાચું વર્ત્તન એ દુઃખ-મોક્ષનો માર્ગ છે.

આ માર્ગને મહાપુરૂષોએ 'ધર્મ' ના નામથી ઓળખાવ્યો છે. એ મહાન્ તત્ત્વ ત્રણે કાળમાં અબાધિત અને સર્વવ્યાપક છે. ધર્મનું

મૂળ સ્વરૂપ સત્ય છે. સત્ય એ ધર્મ છે, ધર્મ એ પ્રકાશ છે અને પ્રકાશ એ સુખ છે. અસત્ય એ અધર્મ છે, અધર્મ એ અન્ધકાર છે અને અન્ધકાર એ દુઃખ છે.

અનેકાનેક મત-મતાન્તરો દુનિયામાં ફેલાયલા હોઇ, ધર્મ નોખા નોખા થઇ ગયા હોય એમ ઘણાઓને ભાસે છે. પણ મ્હારે જણાવવું જોઇએ કે અખિલ વિશ્વમાં ધર્મ-તત્ત્વ એકજ છે. રાજા-મહારાજાઓ જુદા જુદા હોઇ તેમનાં શાસન જુદાં જુદાં હોઇ શકે, પણ પરમેશ્વર-પરમાત્મા તો એક છે, પછી ધર્મ જુદા જુદા આવ્યા ક્યાંથી ? ધર્મ નોખા નોખા કલ્પવા એ સરાસર ભ્રાન્તિ છે. ધર્મ-પદ્ધતિ દુનિયાભરને સારૂ એકજ વ્યવસ્થિત છે.

ક્રિયા-કાંડ અને રીત-રિવાજોના વ્યાવહારિક ભેદો ઉપર ધર્મ-ભેદની કલ્પના કરી જનતાએ ભયંકર ભૂલ ખાધી છે. ધર્મના અસલી સિદ્ધાન્ત અને સામાન્ય સ્વરૂપ તરફ શુદ્ધ વિચાર-દૃષ્ટિ ફેંકવામાં આવે તો મજહબી ઝઘડાઓને રફા-દફા થતાં વાર ન લાગે.

જુઓ ! પ્રકૃતિ Nature બધે એક છે. દાખલા તરીકે: સો માણસો ગડબડ કરતા ઉભા છે, તે બધાને બેસાડી દેવા છે. કેવી રીતે બેસાડશો ? તેઓ એક દેશના કે એકભાષાભાષી નથી. જુદા જુદા દેશોના આવી ભેગા થયા છે. તમે જો ગુજરાતીમાં કહેશો કે–' બેસી જાઓ !' તો ગુજરાતી જાણનારાજ સમજી શકશે, બીજાઓ નહિ સમજે. હિન્દીમાં કહેશો: "बैठ जाइए !" તો હિન્દીભાષાભાષી સમજશે, બીજા નહિ સમજે. અંગ્રેજીમાં કહેશો: 'Sit down' તો અંગ્રેજી ભણેલા સમજશે, બીજાઓ નહિ સમજે. એક ભાષાનો ઉપયોગ કરતાં અન્યભાષાભાષી નહિ સમજવાના. ત્યારે તે વખતે 'એકટીંગ' કરી બેસી જવાનો "સંકેત" વધારે ઉપયોગી થઇ પડશે.

શબ્દ–ભેદોના ચક્રાવામાં પડી જતાં તેની પાછળ રહેલું તત્ત્વસામ્ય ઘણી વખત નથી જોવામાં આવતું. અને એથી મજહબી ચર્ચાઓ અને કલહ–કોલાહલને વધારે અવકાશ મળ્યા કરે છે. દાખલા તરીકે જુઓ ! કોઇ ચાર

માણસોની માલેકીનું એક ખેતર હતું. તેમાં વાવવાનો વખત આવ્યો ત્યારે તે ચારે જણા "શું વાવવું" એ ઉપર વિચાર કરવા ભેગા થયા. એ ચારે વચ્ચે ફ્રેન્ડશિપ હજી નવી નવી છે. એક-બીજાની બોલીથી પણ હજુ તઓ બરાબર વાકેફ નથી. તેમાંના એકે-જે ગુજરાતી હતા-કહ્યું: 'ચોખા વાવવા જોઇએ.' ત્યારે બીજો યૂ. પી. તરફનો બોલ્યો: 'चावल बोना चाहिए'. ત્રીજા સંસ્કૃતજ્ઞે ઉચ્ચાર્યું: 'तंडुलवपनं कर्त्तव्यम्.' ચોથો ઇંગ્લીશ ભાઇ વદ્યો: 'Rice should be sown.' હવે એક-બીજા-માં ઝપાઝપી ચાલી. એટલામાં કોઇ જેન્ટલ-મેન એ રસ્તથી ચાલ્યો જતા હતો. તેણે એ ફારસ જોયું. તેણે તેમને કહ્યું: 'એક કામ કરો, તમારો ટંટો હમણાં પતી જાય છે. જેને જે વાવવું હોય તે અહીં લઇ આવે. એ જોયા પછી ચુકાદો આપીશ.' પેલા બધા ઉઠ્યા અને વાવવાની ચીજ લઇને આવ્યા. શું લાવ્યા ? બધાય ચોખા લાવ્યા. પેલા જેન્ટલમેનને કંઇ બોલવું ન પડ્યું. તે ચારેને પોતાની મૂર્ખતા પર બહુ શરમ આવી.

અજ્ઞાન-વિલાસ, મત-દુરાગ્રહ અને સંકુચિત મનોદશાથી મજહબી ઝઘડા ફાટી નિકળે છે. એનાથી દેશને ઘણું નુકશાન પહોંચ્યું અને પહોંચી રહ્યું છે. દેશની દુર્ગતિનાં કારણોમાં ધાર્મિક રમખાણ પણ એક મહાન જબ્બર કારણ છે. ધર્મના નામે ઝઘડા કરવા એ ધર્મ નથી, પણ અધર્મ છે. જે ધર્મ પ્રાણી માત્રની સાથે મૈત્રીભાવનો બોધ પાઠવે છે, જે ધર્મ વૈર-વિરોધને શમાવી દઇ પ્રાણીમાત્રનું ભલું કરવાની ફરમાશ કરે છે, તે ધર્મને નામે ઇર્ષ્યા-દ્વેષ પોષાય, ઝઘડા ઉઠાવાય, લાઠીઓ ચાલે, દંડા ઉડે અને રમખાણ મચે એ બેવકુફી-નું કેવું ઉગ્ર પ્રદર્શન! ધર્મ, જે પરમ શાન્તિનું મહાન્ સાધન છે, તેને મતભેદના ઓઠા નીચે અશાન્તિનું હથિયાર બનાવી દુનિયામાં બખેડા વધારનારા ખરેખર માનવ-જાતિના કટ્ટા દુશ્મનો છે. ધર્મ એ ન હોય કે વૈરવિરોધ કરવો. ધર્મ એ ન હોય કે ખોટી સામ્પ્રદાયિકતા કે વાડાબંધીને પોષવી. ધર્મ એ ન હોય કે બીજાનું ભુંડું વાંચવું. ધર્મ

હોય ત્યાં મનુષ્ય-માત્ર પ્રત્યે ભ્રાતૃભાવ હોય. ધર્મ હોય ત્યાં પ્રાણી માત્રનું ભલું કરવાનીજ વૃત્તિ હોય. ધર્મ હોય ત્યાં કોઇનું પણ બુરું કરવાનો વિચાર સરખો ન આવે. ધર્મ હોય ત્યાં બળ, બુદ્ધિ અને શક્તિનાં ઝરણાં વહે. ધર્મ હોય ત્યાં પ્રકાશ, ઉલ્લાસ. ઉત્સાહ અને આલ્હાદ પ્રસરે. ધર્મ હોય ત્યાં નબળાઇ કે નામર્દીને નાશી જવું પડે. ખરા ધાર્મિક જીવન-વાળા અન્યાયની સામે થવામાં પોતાના પ્રાણ સુદ્ધાંને ન ગણકારે. પાપને પખાળી નાંખવામાં ધાર્મિક આત્માનો જોશ સર્વોપરિ હોય છે. ધર્મનું તેજ મન્દ પડયાનું જ એ પરિણામ છે કે આજે દેશની દશા સુધાર્યે સુધરતી નથી. ધર્મથી મ્હોં ફેરવ્યાનું જ એ ફળ છે કે આજે નાનાવિધ રૂઢિ-રિવાજોની રાક્ષસીય પ્રથાઓ સમાજનાં આંતરડાં ચૂસી રહી છે. જે ધર્મનો મિનિંગ 'ધારક' કે 'ઉદ્ધારક' થાય છે તે ધર્મનો ટેકો આજે કેટલો રહ્યો છે? અજ્ઞાનતા. કાયરતા, નબળાઈ અને એકલપેટા-પણું, જે આજે સમાજમાં ઘર કરીને બેઠાં છે, તે ખરેખર આપણી ધર્મહીનતાને આભારી છે.

જે "માનવ-ધર્મ" ના વિષય પર હું આાં બોલી રહ્યો છું તેમાં જે "માનવ" શબ્દ છે તે જ આપણી માનવતાનો બોધપાઠ પૂરો પાડવા સારૂ પુરતો છે. 'મન્' ધાતુ ઉપરથી 'માનવ' શબ્દની નિષ્પત્તિ થતી હોઇ, 'મનન કરવાની શકિત' યા 'સદસદ્‌વિવેકશાલિની બુદ્ધિ' એજ માનવતાના એંધાણરૂપે પુરવાર થાય છે. સંસારભરના પ્રાણીવર્ગોમાં સહુથી ઉંચું સ્થાન મનુષ્ય ધરાવે છે. એક વિદ્વાનના શબ્દો છે—

"Man is the Master of the whole Cosmos. If you are not man, be man; if you are an angel, descend to manhood; if you are an animal ascend to manhood."

અર્થાત્—' મનુષ્ય અખંડ બ્રહ્માંડનો માસ્ટર છે. તું જો મનુષ્ય નથી, તો મનુષ્ય બન. તું જો દેવતા છે, તો મનુષ્ય-જીવનમાં ઉતરી આવ. તું જો જાનવર છે, તો મનુષ્ય-જીવન ઉપર આવી જા.'

આ માનવ-ધર્મને માટે વાદ-વિવાદના ખખેડાઓને પોષવામાં જે વખતે જગત્‌ની જનતા મશગૂલ હતી, તે સમયમાં એક મહાન્ આચાર્યે માનવજાતિને કલહ-કોલાહલની ક્લેશ-મય જાળમાંથી બચાવી લેવા સારૂ જગત્‌ને આવ્હાન કરી ધર્મનો જે સર્વવ્યાપક સન્દેશ સુણાવ્યો હતો અને તમામ જગતને માટે જે એક ધર્મની લાઈન તેમણે ઉદ્‌ઘોષી હતી તે આ રહીઃ

" पञ्चैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसा सत्यमस्तेयं त्यागो मैथुनवर्जनम् " ॥

અર્થાત્-આ પાંચ બાબત તમામ ધર્મ-વાળાઓને માટે પવિત્ર છે અને સઘળાઓને મંજૂર છે. તે છેઃ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને ત્યાગ.

ધર્મનો આવો સુન્દર આદર્શ જ્યારે જગત્-ની સમ્મુખ ઉપસ્થિત છે, પછી ધર્મ-ભેદના ખખેડા શાને!

આજે હું જે કહેવા માગું છું તે એ છે કે, આપણામાં જો કંઈ સમજણ હોય તો આપણી

અન્દર-અન્દરના મજહબી ઝઘડા વધારવામાં આપણો હિસ્સો ન પડતાં તેને શમાવવાના કાર્યમાં આપણે ઉદાર મનથી લાગી જવું જોઈએ. આજે એવું બોલવાનો વખત નથી રહ્યો કેઃ

"...स्तिना ताडयमानोऽपि न गच्छेज्जैन-मन्दिरम्".

એમ તો પછી સામાવાળાઓ પણ કહી શકશે કે—

सिंहेन ताडयमानोऽपि न गच्छेच्छ्वमन्दिरम् ।
व्याघ्रेण ताडयमानोऽपि न गच्छेद् वेदमान्दिरम् ।

પણ આ તો દંડાદંડિ, કેશાકેશિ, મુષ્ટામુષ્ટિ ગણાય. આવા ઝઘડાઓએ ભારતને ગારત કરી મૂકયું છે. હવે ભલા થઈને એવી બાલ-ચેષ્ટાને ગંગાના પ્રવાહમાં પધરાવી દેવી જોઈએ. જૈન મન્દિરે શું અપરાધ કર્યો છે કે તેની પ્રત્યે આટલી ઘૃણા? ત્યાં તો કેવળ મૂર્ત્તિ બીરાજ-માન હોય છે, અને તે પણ રાગ-દ્વેષ-મોહના ચિન્હ વગરની, પ્રશમરસમયી, વીતરાગની! જે વાસ્તવમાં શાન્તિનું મન્દિર છે, તેની પ્રત્યે

આટલો કોપ ! આ શું સૂચવે છે ! સામ્પ્રદાયિક દુરાગ્રહ કે બીજું કંઈ ? મતાગ્રહના મલિન વેગે એક–બીજા પર "નાસ્તિક"તાનાં પણ બાણ ફેંકાવ્યાં છે. "नास्तिको वेदनिन्दकः," "नास्तिको बौद्धनिन्दकः," "नास्तिकःसांख्य-निन्दकः," "नास्तिको योगनिन्दकः" – આમ એક–બીજાને 'નાસ્તિક' કહી નાંખવાની તાલા-વેલી એમની મનોદશાનો કેવો ખ્યાલ આપે ? વિશેષજ્ઞોનું તો કહેવું એમ થતું કે આમ એક-બીજાને 'નાસ્તિક' કહી નંખાય તો પછી દુનિયા-માં આસ્તિક કોણ રહેશે ! નાસ્તિકનું ખરૂં લક્ષણ-સૂત્ર તો "नास्तिको नास्ति–वादकः" છે. અર્થાત્ આત્મા–પરમાત્મા અને પુનર્જન્મ તથા પુણ્ય-પાપનો અપલાપી હોય તે નાસ્તિક ગણાય. 'પાણિનિ,' 'હેમચન્દ્ર,' 'અમર' વગેરે પ્રાચીન વૈયાકરણો અને કોશકારોને જરા પૂછી જુઓ. ખાતરી થશે.

મતભેદો તો દુનિયામાં અનાદિકાળથી ચાલતા આવ્યા છે અને હમેશાં રહેવાના જ. મત-

ભેદો ઉપર પ્રામાણિક ચર્ચા કરવી એ પણ ખોટું નથી. પણ મધ્યસ્થ દૃષ્ટિ અને જિજ્ઞાસુવૃત્તિ વગરની ચર્ચાઓ લાભદાયક નિવડતી નથી. કેવળ કંઠશોષમાં એનું પરિણામ આવે છે. અને કદી કદી તો એ શબ્દ-યુદ્ધ દંડાબાજીમાં ફેરવાઇ જતાં મ્હોટા બખેડારૂપ થઇ પડે છે.

ધર્મનું લક્ષણ જણાવતાં એક વિદ્વાન્ કહે છે:

"Dharma means to live a pure life. The more a man elevates his conduct, the more he becomes fortunate to attain the real exaltation of his soul."

અર્થાત્—'પવિત્ર જીવન જીવવું એ ધર્મ છે. જેમ જેમ મનુષ્ય પોતાના ચારિત્રનો વિકાસ કરે છે, તેમ તેમ તે પોતાના આત્માનો વિકાસ સાધવા ભાગ્યશાળી બને છે.'

ધન કરતાં ચારિત્રની કિમ્મત વધુ છે. ખરૂં ધન ચારિત્ર છે. ગરીબમાં ગરીબ માણસ પણ, જો તેની પાસે ચારિત્ર-ધન હોય, અગર બીજા શબ્દોમાં તેના જીવન-પ્રદેશમાં પવિત્રતાની

ઝાકઝમાળ હોય, તો દુનિયાના બાદશાહ કરતાં પણ તે ઉંચું સ્થાન ધરાવે છે. તેનું પ્રભાવશાલી પ્રભુત્વ સ્વર્ગના સમ્રાટ્‌ને પણ અજાયબીમાં નાખે.

સજ્જનો ! રોજ ઉઠી પૈસાનો મેળ મેળવાય; ધન વધતાં પ્રફુલ્લ થવાય અને ચાલ્યું જતાં ઉદાસ બનાય. પણ આપણા ચારિત્રની શી દશા છે એનો વિચાર કરવાની આપણને ફુરસદ મળે છે કે ? નવો સુન્દર કોટ કે ખમીશ યા નવાં ફેશનેબલ બુટ પહેરીને ભાઇ બહાર નિકળ્યા હોય, ત્યારે તેનું મન કેવું હરખાતું હોય છે; પણ એ કોટ, ખમીશ કે બુટ પર અચાનક કોઇ ખરાબ ડાઘો કે છાંટા પડી જાય, તો તે વખતે તેનું હૃદય કેવું ખળભળી ઉઠશે, એના મનમાં કેટલો સન્તાપ થશે. પણ કેટલી નવાઇની વાત છે કે આપણો ચારિત્રરૂપી પોશાક, જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને સુન્દરમાં સુન્દર છે, તેની ઉપર રોજ Day by day કાળી શાહીની બોતલો ઢળી રહી છે, છતાં આપણને તેને માટે કંઇયે લાગી આવતું નથી. ગજબ મોહ !

સાચી વાત તો એ છે કે:—

"When money is lost nothing is lost.
When health is lost something is lost.
When character is lost all is lost".

—જો પૈસો ગુમાવ્યો છે, તો કંઇ નથી ગુમાવ્યું,

જો તન્દુરસ્તી ગુમાવી છે, તો કંઈક ગુમાવ્યું છે,

અને જો ચારિત્ર ગુમાવ્યું છે, તો બધુંય ગુમાવ્યું છે.

આ ચારિત્રને હું વિશ્વધર્મ કે માનવધર્મ કહું છું. ખરી અહિંસા, સાચો પ્રેમ અને પરોપકાર–વૃત્તિ એ ધર્મની મહાન્ રોશની છે. જીવનમાં જ્યાં સુધી એ રોશની પ્રગટ ન થાય ત્યાં સુધી જીવન ધર્મથી વેગળું ગણાય, પામર ગણાય.

જે દેશ કે કોમમાં આ રોશની જળહળી ઉઠે છે, જે દેશની જનતા પારસ્પરિક પ્રેમની નિબિડ શૃંખલામાં બદ્ધ થાય છે, જે પ્રજાનાં હૃદય વિશાળ, માયાળુ અને સહાનુભૂતિશાલી

હોય છે, તે દેશ, કોમ કે પ્રજા પોતાનો ઉત્કર્ષ સાધવામાં સહુથી અગ્ર નમ્બર લે છે.

પ્રેમ, બળ અને અહિંસા કેળવવા માટે મનોવિકાસની જરૂર તો છેજ, પણ અંગવિકાસ-ની પણ જરૂર છે. ઉચિત સંયમ, નૈતિક જીવન અને વ્યાયામ-ક્રિયા મનુષ્યના મનમાં અને શરીરમાં મ્હોટો અજાયબીભરેલો ફેર-ફાર લાવે છે. શારીરિક તાકાતવાળા, વિશાળ મનવાળા, સદ્વિચાર ધરાવનારા, દૃઢ ભાવના-વાળા અને સંયમિત જીવનવાળા મનુષ્યો જે દેશની ભૂમિમાં નિપજે છે, તે દેશ પોતાના સમર્થ ભાગ્ય માટે જગત્‌ના વિશાળ મંડપ-માં મહાન્ ગૌરવ-ભાજન ગણાય છે.

આજે આપણી સામે દેશનો પ્રશ્ન વધારે ને વધારે ગંભીર બનતો જાય છે. દેશના કલ્યાણ માટે સહુથી પ્રથમ સંગઠન-બળ તૈયાર થવાની જરૂર છે. હિન્દુ-સંગઠન કહો, ચાહે આર્ય-સંગઠન કહો, એકજ વાત છે. કેમકે અમારાં જૈન શાસ્ત્રોમાં મનુષ્યના પ્રકાર બતાવતાં આર્ય અને મ્લેચ્છ એમ બે પ્રકારના મનુષ્યો બતાવવામાં આવ્યા છે. આર્યમાં હિન્દુ, શૈવ, વૈષ્ણવ, આર્ય-

સમાજ, જૈન, બૌદ્ધ વગેરે તમામ આર્યોનો સમાવેશ થાય છે. આપણું–આર્યોનુ વિખરાયલું બળ જ્યાં સુધી એકત્રિત–સંગઠિત ન થાય, ત્યાં સુધી ઉન્નતિનો માર્ગ સિદ્ધ થવો શકય નથી.

આજે હિન્દુ સમાજની રક્ષા સારૂ અને દેશની ઉન્નતિ સારૂ તમામ હિન્દુ જાતિઓને સંગઠનના સૂત્રમાં બદ્ધ થવાની કેટલી સખ્ત જરૂર છે એ દરેકે દરેક સમજદાર ચોખ્ખું દીવા જેવું સમજી શકે છે. આ સંગઠન કોરી વાતોથી ન થાય. આને માટે મ્હોટા મ્હોટા ભોગો આપવા પડે. સહુથી પહેલાં તો સામ્પ્રદાયિક મતભેદોની કડવાશ મનમાંથી કાઢી નાંખવી જોઇએ.

આપણી વચ્ચે મતભેદો હોવા છતાં આપણે એક–બીજા સાથે ઉદાર વ્યવહાર રાખી શકીએ છીએ. આપણા મતભેદો, ચાહે ગમે તેટલા અને ગમે તેવા હોય, આપણી સામાજિક કે રાષ્ટ્રીય પ્રગતિના કાર્યમાં તે બાધા નાંખનાર ન થવા જોઇએ. મત–ભેદ છતાં મૈત્રી રાખી શકવાનું વિશાળ સૂત્ર આપણે તાબડતોબ શિખી લેવાનું છે. આપણા બન્ને હાથ ભિન્ન હોવા છતાં અરસપરસ મેળ રાખી કેવું

સુન્દર કામ સાધે છે! તેમ આપણે મતભેદ કે સમ્પ્રદાયભેદ હોવા છતાં પરસ્પર મેળ રાખી કામ કરીશું તોજ આપણો સંઘ "દ્વારકા" પહોંચવાનો. આપણી વચ્ચે મૈત્રીભાવનો જેટલો વિકાસ થશે, તેટલા જ આપણે ઉન્નતિના પંથે અગ્રસર થવાના, એમાં શક નથી. ખરેખર, આપણા સામાજિક કે રાષ્ટ્રીય જીવનને પતનના માર્ગ ઉપરથી પાછું ખેંચી લઈ, ઉન્નતિના માર્ગે વાળવાની પુરેપુરી તાલાવેલી લાગી હોય તો આજે સમગ્ર હિન્દુ સમાજને એક કુટુંબની જેમ ઐક્યસૂત્રમાં બદ્ધ થવા સિવાય બીજો માર્ગ નથી.

હવે, ઉપસંહાર કરતાં, છેવટે માનવધર્મના મૂળાધારરૂપ શિક્ષણના સંબન્ધમાં બે શબ્દો બોલી મારૂં વક્તવ્ય સમાપ્ત કરીશ. યોગ્ય શિક્ષણની ખામી જેમ અવનતિનું મૂળ છે, તેમ તેનો પ્રચાર ઉન્નતિનો આદિ ઉપાય છે. વાસ્તવિક શિક્ષણ તે જ કહી શકાય, કે જેનાથી મનુષ્ય પોતાના વિચાર, ઉચ્ચાર અને આચારમાં તરક્કી કરી શકે. મનોભૂમિનું સંશોધન કરી પવિત્ર વિચાર અને ઉત્તમ ભાવનાને

પોષે એ શિક્ષણ. જે વર્તન-પ્રવર્તનમાં ઉચ્ચતા લાવે, બળ-હિમ્મતને ખિલવે અને જેથી મનુષ્ય કર્ત્તવ્ય-પરાયણ બને એનું નામ શિક્ષણ.

આશા રાખીએ કે ગુરૂકુલોમાં તાલીમ લેતા બાળકો અને યુવકો માનસિક તથા શારીરિક બળને ખૂબ કેળવી, સામ્પ્રદાયિક ભેદભાવની સંકુચિત-વૃત્તિને તિલાંજલિ આપી, વિશાલ-મનસ્ક અને ઉદારચેતા બની, મૈત્રીભાવના મહાન્ સિદ્ધાન્તને પોતાના જીવનમાં ઉતારી, સેવાભાવના મેદાનમાં જ્યારે પોતાનાં જીવન અર્પવા બહાર આવશે, તે વખતે નિસ્સન્દેહ, હિન્દને પોતાની પૂર્વ કાળની જાહોજલાલી પુનઃ પ્રાપ્ત કરતાં જરાય ઢીલ નહિ થાય. ત્યારે હિન્દનું ભાગ્યાકાશ ઐશ્વર્ય-ભાનુના પ્રસરતા પ્રભા-પુંજથી ઝગમગી ઉઠશે. સ્વાતન્ત્ર્યના સિંહાસન પર આરૂઢ થઇ ફરી એક વાર આપણું **ભારત** પોતાના ગુમાવેલા '**જગદ્ગુરૂ**' પદને પ્રાપ્ત કરે એ શુભાકાંક્ષા સાથે હવે હું મારા વ્યાખ્યાન-ને સમાપ્ત કરીશ. ૐ શાન્તિઃ



'શુક્લતીર્થ' થી (લગભગ ત્રણ માઇલપર) 'ઝઘડીયા' આવી ઇશ્વર-પ્રાર્થના રૂપે કરેલું

# દીનાક્રન્દન

(१)

त्रैलोक्य–देवता क्व त्वं
दीन–हीनः क्व मादृशः !
पश्यतस्त्वामहो ! अद्य
नानन्दो माति मे हृदि ॥

(२)

सन्तप्तस्यास .ायस्य
भ्रमतो यत्र–तत्र मे–।
अकस्मात् पथि दृष्टोऽसि,
प्रसीद ! परमेश्वर ! ॥

(३)

मादृशानामभागानां
सुलभं दर्शनं क्व ते !
प्रसरन्ति शुभा आशा
अद्य त्वां पश्यतः मे ॥

( ४ )

कल्पद्रोरपि कल्पद्रु-

र्महतोऽपि मणेर्मणिः ।

देवानामपि पूज्योऽसि,

कियत् ते मम पूरणम् ! ॥

( ५ )

स्वयं जानासि हे देव !-

कीदृशोऽस्मि दयास्पदम् !

दयारत्नाकरश्चासि

नाथ ! नाथामि ते दयाम् ॥

( ६ )

लग्नोस्मि ते पदाम्भोज-

युगे महिमशालिनि ।

कृपा वर्षतु ते देव !

मम दौर्भाग्य—पावके ॥

( ७ )

महादेवोऽसि बुद्धोऽसि

शंकरोऽसि शिवोऽसि च ।

जिनोऽसि वीतरागोऽसि
विश्वविश्वेश्वरोऽसि च ॥

( ८ )

नमस्तुभ्यं जगन्नाथ !
नमस्तुभ्यं जगत्पते !
नमस्तुभ्यं जगत्स्वामिन् !
नमस्तुभ्यं जगद्धित ! ॥

( ९ )

जगतामेकमाधारं
भवव्याधिभिषग्वरम्— ।
अखण्डानन्दचिन्मूर्त्तिं
धन्योऽहं त्वामुपागतः ॥

( १० )

गतं ममाद्य दारिद्र्यं
रोगाः सर्वे पलायिताः— ।
दृष्टे त्वयि महानन्द—
मये श्रीपरमात्मनि ॥

( ११ )

अद्य प्रोल्लसितं पुण्यं
पापं पातालमव्रजत् ।
त्वद्भक्त्या भवनिर्वेदो
भूयाद् मे शिव–सम्पदे ॥

( १२ )

नमामि त्वां नमामि त्वां
नमामि त्वां पुनः पुनः ।
सदा भक्ति–लहर्य्यस्ते
प्रवहन्तु ममाऽऽत्मनि ॥

—न्यायविजयः ।



He is a hero the conqueror of battle-fields, he is a hero the conqueror in lionhunting, but he is the hero of heroes the conqueror of himself.

—HERDER.